# ચરોડાનો તપસ્વી.

રચો પ્રસિદ્ધ કર્તા.

નાનાલાલ દલપતરામ પટેલ.
શાહપુર—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

કીંમત એક આનો.

# યરોડાનો તપસ્વી.

તમે અજાણ્યા અમે જાણીએ રે,
માંરો પાલવડો નવ તાણીએ રે:
તમે સમજી રહો મનમાંહ્ય રે,
શામળીઆ ! વ્હાલા રહો વેગળા રે...એ રાગ.

પોરબંદરના ગાંધી વાણિયા રે,
જેને સહુ સંસારે જાણિયા રે;
આવી ગુજરાતમાં કર્યો વાસ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઈએ રે.

બાળાપણુમાં ભણીગણી ઉતર્યા રે,
લેવા બૅરિસ્ટરી વિલાયત ગયા રે;
જોયાં ત્યાંનાં હવા પાણી ખાસ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

આફ્રિકામાં આવી ધંધો આદર્યો રે,
પણ પ્રભુજીની મરજીમાં ના ગમ્યો રે;
દયાળુએ દોર્યા બીજી પાસ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

આફ્રિકામાં વસે હિન્દી આપણા રે,
હક માટે ઝૂઝે બધા બાપડા રે;
તેમની સંગે રહી કરી સ્હાય રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

સત્યાગ્રહનાં આયુધ ગાંધીજી ધરે રે,
ઘણા હિન્દી સાથે જેલ પરવરે રે;
દુઃખ દારૂણ ભોગવ્યાં ત્યાંય રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

કંઈક વરસે આવ્યા હિન્દુસ્તાનમાં રે,
સદા રહેતા જનહિતના ધ્યાનમાં રે;
આડી અવળી ગમે નહિ વાત રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

નંદન વન સરિખા ગુજરાતનું રે,
પાટનગર અમદાવાદ તો જુનું રે;
સુંદર સાબરમતીને તીર રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

દધિચી ઋષિ કેરી એ ભેખડે રે,
બાંધ્યો આશ્રમ ત્યાં અલબેલડે રે;
જાણે જાયો સુદામાનો વીર રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

એવે કુદરત કોપી લોક દૂભિયું રે,
ખેડા જીલ્લામાં આવીયું ભીનિયું રે;
માંડ પાક પાક્યો આની ચાર રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

સરકારે આની આઠ ઠેરવી રે,
કહ્યું ખેડુને વિઘોટી ઘો ભરી રે;
ગાંધીજીએ ધરી દિલ દાઝ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઈએ રે.

લોકોને કહ્યું સત્યાગ્રહ આદરો રે,
જાનમાલ લુંટાતાં નવ ડરો રે;
તો તો રહેશે તમારી લાજ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

ખેડાવાસી ખાંતેથી બહુ લડયા રે,
જાતાં ઢોરઢાંખર પાછા ના પડયા રે;
ટેકીલે સૌ કર્યું કુરબાન રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

પછી કાળી રાતે કાળી તિથિએ રે,
કાળો કાયદો ઘડ્યો બધી વિધિયે રે;
ભૂલી સરકાર લોકોની સાહ્ય રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઈએ રે.

લોક કકળી ઉઠયા ત્યાં કારમા રે,
  મળ્યા મેળાવડા ગામે ગામમાં રે;
સહુના સ્વમાનનો ઘાત થાય રે,
  સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

જ્યારે જલિયાનવાળા બાગમાં રે,
  સભા મળી અમૃતસર ગામમાં રે;
ડાયરે જણ્યું ઝાઝું જોર રે,
  સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

ગોળીબાર કર્યા જન ઉપરે રે,
  તે તો વિસાર્યા કેમ વિસરે રે;
દેશ આખામાં વર્ત્યો શોક રે,
  સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

મૂકયો લશ્કરી કાયદો તે પછી રે,
  તેના કષ્ટની કા'ણી શું કહું કથી રે;
ત્રાહ-ત્રાહ થયા પૂર લોક રે,
  સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

પેરે ચલાવ્યા ફટકા દીધા જોશમાં રે,
ડાયર જાણે દુર્વાસા રોષમાં રે;
જાણે બ્રિટિશનું ન્હોય રાજ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

બંધ કીધાં પાણી ને રોશની રે,
એવા અત્યાચારો શું કહું કથી રે;
નવ સંખાયું ગાંધી મહારાજ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

ખિલાફત ને પંજાબના કારણે રે,
અસહકાર આરંભ્યો એમણે રે;
લોક જગાવ્યા ઘૂમી સારો દેશ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

છોડો વિદેશી કાપડ વ્હાલથી રે,
શુદ્ધ ખાદી ધરો દેશદાઝથી રે;
એ તો ભલો રે બ્રહ્મચારીનો વેષ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

કાંતો રેંટીઓ રૂડી રીતથી રે,
સંપે રહો હળીમળી પ્રીતથી રે;
ભૂલો ભેદ તો આવે સ્વરાજ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

ધર્મ, નીતિ, અહિંસાનાં વડાં રે,
સૂત્રો શીખો જીવન ભરીને રૂડાં રે;
ફળશે મનના મનોરથ તો જ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

સ્વાર્થ ત્યાગી બનો સહુ પરગજુ રે,
કરો સ્હાય પીડાતાને હજુ રે;
નવ ઠગવું કહી આવે દેવ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

આત્મભોગ શીખો સહુ સ્નેહથી રે,
ભારતમાતા ગણો વ્હાલી સર્વથી રે;
દેહ સાટે કરો માતૃસેવ રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

ચાલો મહાત્માનાં દરશન કારણે રે,
 વ્હાલા વીરાને જઇએ વારણે રે;
એથી ટળતા ત્રિવિધિના તાપ રે,
 સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

અડગ ટેકીલાના ટેક આગળે રે;
 મોટા મ્હારથિ યે પાયે ઢળે રે;
જપતા નિત્યે સ્વરાજના જાપ રે,
 સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

એના તપથી ત્રિભુવન ડોલતાં રે,
 રંક એની આગળ હૈયાં ખોલતાં રે;
સાચો કળિયુગમાં કૃષ્ણદાસ રે,
 સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

એણે ષડ્‌રિપુને વશ છે કર્યા રે,
 એના બોલો હંમેશાં આશાભર્યા રે;
સંસારીએ ધાર્યો સંન્યાસ રે,
 સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

દેશ કાજે ફકીરી લઈ ફરે રે,
 જીવન ભારતના ચરણે ધરે રે;
દે છે ખાદી તણો ઉપદેશ રે,
 સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

આત્મા બળનો પ્રભાવ બતાવીયો રે,
 દેવલોકથી ઉતરી શું આવીયો રે;
બ્રહ્મચારી જાણે ભીષ્મ હોય રે,
 સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

મહાદીક્ષા લીધી છે દેશની રે,
 લીધી ઝોળી "સ્વરાજ" જોગીવેષની રે;
સહુ અનિમિષ નયણે જોય રે,
 સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઈએ રે.

અહાલેક જગવ્યો ભરતખંડમાં રે,
 માગે "સ્વાર્પણ" ભિક્ષા કુંડમાં રે;
નિર્ભય થઈને ફર્યો વનરાજ રે,
 સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઈએ રે.

સાચાં વાક્ય સાલ્યાં સરકારને રે,
  અપરાધી ઠરાવ્યા પળવારમાં રે;
શિક્ષા છ વર્ષની તે કાજ રે,
  સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઈએ રે.

જપ જેલે સ્વરાજ તણા જપે રે,
  તપ ચરોડાનો તપસ્વી તપે રે;
ભૂમિ ભારતનું ભાવિ ઘડાય રે,
  સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

શાન્તિ પડો બધે વગડાવિયો રે,
  મોંઘો સત્યાગ્રહ મન્ત્ર પઢાવિયો રે;
સાચો સન્ત સૃષ્ટિમાં લેખાય રે,
  સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઇએ રે.

કોટિ વન્દન વ્હાલા એ વીરને રે,
  જેણે તજી નથી નિજ ધીરને રે;
સિંહ મરતાં યે તૃણ ન ખાય રે,
  સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઈએ રે.

ગુણગાથા ગાએ, શીખે, સાંભળે રે,
નાનાલાલ પાતક સરવે પરજળે રે;
તેના વૈકુંઠમાં વાસ થાય રે,
સાહેલી ! ગાંધીજીના ગુણ ગાઈએ રે.

## તાજ વગરના રાજા.

( ઓ વાંસલડી ! વેરણ થઈ લાગી તું વ્રજની નારને. )

જય ગાંધીજી, તાજ વગરના રાજા હિંદુસ્તાનના;
પાય લાગુંજી, કર્મવીર લાડીલા ભારત માતના. જય૦

પરતંત્ર પીડાથી છોડવવા,
નિજ દેશ તણી ચઢતી કરવા;
વળી દુઃખ સઘળાં દીનનાં હરવા, જય ગાંધીજી.

પરદેશી કાપડને બાળી,
થતાં શુદ્ધ સકળ નર ને નારી;
સુશોભિત ખાદી અંગ ધરી, જય ગાંધીજી.

ઘરઘરમાં રેંટીઆ ફેરવવા,
સૌ નરનારીને બોધ કર્યો;
શુદ્ધ ખાદીથી તનને શોભવવા, જય ગાંધીજી.

પોકાર ગરીબનો કાન ધરી,
દોડયા વ્હારે ઝટ વ્હાલ ધરી;
બનતી નિજથી જન સેવ કરી, જય ગાંધીજી.

વૈભવ સઘળો છોડી દઇને,
ભારત માટે ફકીરી લઇને;
જગવ્યા જન દેશ ફરી ફરીને, જય ગાંધીજી.

ભારતનું ગૌરવ જાળવવા,
ત્હેં તન મન ધન કુરબાન કર્યાં;
બંસી સુરથી સૌ દીલ હર્યાં, જય ગાંધીજી.

શાન્તિનો મોંઘો મંત્ર ભણી,
સત્યાગ્રહીએ નિજ દેહ દમી;
"મરવું પણ મારવું કોઇ નહિ," જય ગાંધીજી.

સ્વરાજ સુતરના તાર થકી,
એંચાતું આવે એજ નકી;
સુદર્શન ચક્રની સ્હાય થકી, જય ગાંધીજી.

અસહકાર તણો રણ જંગ રચી,
લડતો વીર કેસરી કેડ કસી;
ઘા પડતાં પણ નહિ જાય ડગી, જય ગાંધીજી.

# જેલમાં જતા સ્વામીને.

મહીડાનાં દાણુ અમે નહિ દઇએ રે લોલ—એ ઢાળ. )

સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ,
દીન દાસી કહે નામી શીશ જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.

જેલ મ્હેલ ને મન્દિર સમી માનજો રે લોલ,
સ્હાય કરશે સ્નેહે જગદીશ જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.

જેલમાંહી જન્મ્યા પ્રભુ કૃષ્ણજી રે લોલ,
નામ રટતાં કોટી પાપ જાય જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.

કષ્ટ સ્હેજો હિંમત રાખી ઉરમાં રે લોલ,
નાથ ! ધરશો નહિ પાછો પાય જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.

જન્મી જગતમાંહી સાર શું શોધીઓ રે લોલ,
કરો દેશ કાજ દેહ કુરબાન જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.

મનસા, વાચા અહિંસા પાળી કર્મમાં રે લોલ,
નિશદિન ગાજો સ્વરાજનાં ગાન જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.

ચ્હાઓ સ્વતંત્રતાને પિયુ ! પ્રેમથી રે લોલ,
શિખો “ સ્વાર્પણ ” તણો મહામંત્ર જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.

સમભાવના ને શાન્તિ નિત્ય સેવતાં રે લોલ,
ઝુકો દેશયજ્ઞમાંહી રણધીર જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.

જાઓ સ્નેહે સિધાવો નયન તારલા રે લોલ,
કંઠે અરપું વિજય વરમાળ જો !
સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ.



---

અમદાવાદ–શાહપુર વનમાળી વાંકાની પોળમાં પટેલ
હરીભાઇ દલપતરામે પોતાના ‘ ગ્રન્થોદય ’ પ્રેસમાં છાપ્યો.